# રેસના રંગ.

( એક હાસ્યરસિક કટાક્ષમય રિપોર્ટ. )

લખનારઃ—શા. મસ્તવઝીર

એ શ્રાવણ માસની સુંદર સવાર હતી. હનુમાનજીનો રજીસ્ટર વાર શનીવાર હતો, પુનાના મેદાન ઉપર આજે ઘોડા દોડનાર હતા, ચુસ્ત મીંયાભાઇ તરીકે કહું તો, પુનામાં આજે 'ઘોડાપીર' નો ઉરસ હતો. ત્યાં નાણાની છોળો ઉડનાર હતી. એ ઝીલવા નહિ પરંતુ એ દ્રશ્ય આલેખવા, મારા પત્રકાર માલીકે મને એક સ્હાંજે—તંત્રીના તખ્ત પર બેસી સત્તાભેર સુણાવી દીધું "સ્હમજ્યા કે મીસ્ટર! કાલની ટ્રેનમાં તમારે પુને જવાનું છે."

તે મુજબ સવારના પાંચ વાગે વ્હા...ની સોડમાં ... થયો. કપડા પહેર્યા. કબાટમાંથી ખર્ચ માટે એક ... તેમજ દુર દોડતા ઘોડા જોવા દુરબીન લીધું. ... બારણું બંધ થતાં જરા અવાજ થયો તે ... કે જે ગણું તે જાગી ઉઠી.

"કેમ! કયાં ચાલ્યા?" ઉઠતાં ...

"વ્હાલી હું પુને જાઉં છું ...

"શું ત્યાં છે કોઈ ...

"નહી...નહી...' ...

સમજી?" હું વચ ...

"હા, હું ...

તો કાલે બી ...

શનીવાર ...

"પરંતુ આખુ મુંબઇ ત્યાં જશે"

"અરે મુંબઇનો તો...ફરી બેઠો, પણ તમારો કેમ દિવસ ફર્યો છે?"

"વ્હાલી હું રેસ રમવા જતો નથી. પરંતુ મારે તો માત્ર રીપોર્ટજ લેવો છે. છાપાની નોકરીજ એવી છે. ગયા વગર ચાલે એમ નથી માટે રાજી ખુશીથી મને રજા આપ, વ્હેલી થા–મને વખત થાય છે!" કડકાઇથી એ માને એમ હતું નહી, તેથી મેં કરગરીને કહ્યું.

"અને રમો તો પણ કઈ પેટની બળી ત્યાં જોવા આવી છે. મુઆ છાપાવાળાને તો કંઈ ધંધો જ નથી, એને શુ! ખુરસી પર બેસીને હુકમ જ કરવો છે ને? મ્હોત બીચારા રીપોર્ટરોનું કે આગ–ધરતીકંપ, ચોરી લુંટફાટ કે હુલ્લડનો રીપોર્ટ લેવા જીવના જોખમે પણ જવું પડે. જાઓ! આજે જઇ આવો! અને કાલથી ... નોકરીની તજવીજ કરજો. આપણે સો વાતે પણ છાપા- ...નોકરી નહીં જોઇએ..."

... પણ શા માટે?" મેં વચમાં પુછયું.

... શું?" ધોબીનો કુતરો, નહીં ઘરનો કે નહીં ... તમારી છે. શું રાંધી ખવરાવવા માટે અમે

...તો મને લાગ્યો. કારણ કે તે છેલ્લે ... કરવા લાગી. એટલે "ઠીક ...હી ટુંકમાંજ પતાવ્યું. ...ને! તે એકદમ નરમ ...દીધો, સાથે રીબ્યુ ...ખારા બીસ્કીટ ...કર્યો. છેવટે

વ્હાલીની વિદાય લઈ પુને જવા માટે થર્ડકલાસ રેસ સ્પેશીયલ પકડવા બોરીબંદર પહોંચવા, ગાડી કરી રવાના થયો.

જેવી મારી ગાડી (ઘરની નહીં પણ ભાડુતી) બોરીબંદર સ્ટેશન પહોંચી, અને હું ઉતર્યો, તેવોજ 'લખપતી રેસ કાર્ડ' 'મોતી-લખપતી' તો કોઇ ટર્ફ કાર્ડ'ની બુમો મારતા ચોપડી વેચનારા ફેરીઆઓએ મને ઘેરી લીધો. આપણુને રેસ તો રમવી જ ન હતી, એટલે આઠ-આઠ આનાના કાર્ડ લેવાની શું જરૂર! છતાં મોભો જાળવવા કે ફેરીઆઓના ટોળામાંથી છુટવા મેં ચાર આના વાળી 'મોતી' રેસ કાર્ડની ચોપડી ખરીદી. હું ટીકીટ ઓફીસ પાસે આવ્યો. ટીકીટ ઓફીસ ઉપર લોકોની ગીર્દી અસાધારણ હતી. હું જેમતેમ ધક્કા મારતો તેમજ ખાતો ટીકીટ બારીએ પ્હોચ્યો. એક ટીકીટ ખરીદી પ્લેટફોર્મનાં દરવાજા પાસે આવ્યો. ટ્રેન છુટવાને હજુ દશ મીનીટની વાર હતી. મેં પ્લેટફોર્મ ઉપર જઇ એક ડબ્બાની આગલી સીટ ઉપર મારી હેન્ડબેગ મુકી અને પછી દસ મીનીટના ટાઇમમાં કંઇ મારે લાયકનો ખોરાક મળશે એવી આશાથી હું પ્લેટ ફોર્મ ઉપર આંટા મારવા મંડયો.

પ્લેટ ફોર્મ ઉપરનું વાતાવરણ પણ 'રેસ' નું જામ્યું હતું. ખોજા, મેમણ વાણીઆ, બ્રાહ્મણ, પારસી, વહોરા અને આરબ ઇરાનીથી ટ્રેનના ડબ્બા તેમજ પ્લેટ ફોર્મ ગાજી રહ્યું હતું પ્લેટ ફોર્મ ઉપર પ્રખ્યાત ટીપ્સ્ટરોની રેસ ટીપ વેચતા હસણાર પચરંગી યુવકો શોભામાં વૃદ્ધિ કરતા, આંટા મારી રહ્યા હતા. પ્લેટ ફોર્મ ઉપર કેટલાક સદગૃહસ્થો, પુને જનાર મિત્રોને ખાસ્રી મળવા આવ્યા હતા. જેઓ 'પાંચ નંબર રમજો,-સાત નંબર પુુલુક છે, ત્રણને હાથમાંથી મુકતા નહીં.' એવી એવી ભલામણો કરી રહ્યા હતા એટલામાં ટ્રેન ઉપડવાનો ઘંટ વાગ્યો. ડ્રાઇવરે વ્હીસલ કરી કે તરતજ હું ડબ્બા ઉપર ચડી બેઠો. ગાડી ઉપડી. લોકોમાં ગડ-

બડાટ કંઇ ઓછો થયો. મેં સીટ ઉપર બેસી, ખીસામાંથી સીગારેટ કાઢી સળગાવી.

સીગારેટ પુરી પીતાં સુધીની વિશ્રાંતી લઇ ટ્રેનના પેસેન્જરોના દર્શન કરવા, તેમજ કેટલાકનો ઇન્ટરવ્યુ આપે તો લેવા હું દરેક ડબ્બા ફરી વળવાના આશયથી ઉભો થયો. એક ડબ્બામાંથી બીજા ડબ્બામાં જવાય તેવાં વચમાં બારણાં હતાં તેથી આખી ટ્રેન ફરી વળવા, મને કંઈ અડચણ જેવું હતું નહી હું મારી બાજુના ડબ્બામાં ગયો. ત્યાં આગળ પંચરંગી કોમના સદ્દગૃહસ્થોથી માંડી પાન સોપારીવાળા ભૈયા સુધીના માણસો બેઠા હતાં. કેટલાકો પોલીસનો ચાંપતો બંદોબસ્ત હોવા છતાં, બેચાર મિત્રો સાથે મળીને બાદશાહ, રાણી અને ગુલામના ચિત્રોવાળા, બાવન પાનાના ચોપડાનાં પાનાં ઉથલાવી રહ્યાં હતાં. જ્યારે કેટલાકો રેસકાર્ડ વાંચવામાં કે, કોઇ ઘોડાઓની જાત સંબંધી, આપસ આપસમાં વાતો કરવામાં મશગુલ હતા. સામેની એક સીટ ઉપર એક ગુજરાતી યુવક બ્લુસર્જના સુટમાં સજ્જ થઇને એકલાજ બેઠા હતા, પેહલાં તેનાજ ઈન્ટરવ્યુથી ગણેશાયનમઃ કરી રીપોર્ટને આગળ લંબાવવાના ઉદ્દેશથી હું તેની બાજુમાં જઇ બેઠો.

"આપ રેસમાં જાઓ છો? મેં વાતની શરૂઆત કરતાં ધીમેથી કહ્યું.

હાસ્તો, વળી બીજે કયાં? '

"હાજી એતો હું સમજ્યો. આપ કોઇ વેપારી ગૃહસ્થ લાગો છો......

"નહીં હું તો એક લેમીટેડ ફર્મનો કેશીયર છું, આજે તહેવાર હોવાથી નીકળી પડયો છું." તે વચમાંજ બોલી ઉઠયો.

"ત્યાંરે તો આપ સારી રકમ રમશો કેમ?" મેં પુછયું.

એને વધારે ખીલવતાં મ્હેં કહ્યું. એ જેમ જેમ ખીલતો ગયો તે તેમ તેમ એ શું બોલતો હતો તેનું તેને ભાનજ ન્હોતું.

"નહીંરે, ટુંકા પગારમાં શું રમાય! એ તો ઠીક છે. પ્રભુ આપણી લાજ રાખે. કેશીયરની જગ્યા છે. એટલે આગળ પાછળ રકમ વાપરવા લઇ શકાય. કદાચ રેસસટ્ટામાં સારી રકમ મળી જાય તો વળી તીજોરીનો ખાડો પુરાતાં પાંચ પચાસ રૂપીઆ વાપરવા પણ રહે." કમનશીબ યુવકે ઉતાવળમાં પોતાના પેટની ખાનગી વાત પણ મને કહી નાખી; જો કે પાછળથી તેને પણ પસ્તાવો થતો હતો, એમ તેના મુખની બદલાયેલી રેખાથી સ્પષ્ટ સમજાતું હતું.

"ગભરાવાની કંઇ જરૂર નથી એ તો એમજ ચાલે જુઓને હું પણ બાયડીના દાગીના મારવાડીના પટારામાં પધરાવીનેજ આવ્યો છું." મેં તેને દિલાસો દેવા અદ્ધરજ ફેંકી.

"નહીં. એમાં ગભરાઉ શા માટે! એ તો સૌની બાંધી મુઠી લાખની હોય છે. હું કયાં નથી જાણતો!" તે જરા આનંદમાં આવી જઇ મારા હાથમાં સીગારેટ મુકતાં બોલ્યો

"ધન્ય છે તમારી હીંમતને, તમે વણિક હોવા છતાં 'રજપુત' જેવા લાગો છો......"

"એમ કેમ?" તેણે અજાયબીથી પુછયું

"....નહિં તો આમ માથું મેલીને માલ ખવાયજ નહી." મેં ટકોર કરી.

"અરે માથું શું, પરંતુ છ સાત માસની મુસાફરી જેલમાં ખેંચી આવીએ તો પણ પરવાહ નથી." તે ખડખડાટ હસી પડતાં બોલ્યો. હું પણ તેને ખુશી કરવા ખાતર હસ્યો. એક પછી એક સ્ટેશનો પસાર થવા લાગ્યાં. મ્હારે હજી બીજા ડબ્બાઓમાં 'રંગ' જોવા જવાનું હોવાથી, ત્યાંથી બીજા ડબ્બા તરફ જવા ઉઠયો. બીજા ડબ્બામાં તો સર્વે પેસેંજરો રેસકાર્ડ વાંચવામાં લીન બની ગયા હતા. કેટલાકો હાથમાં પેન્સીલ લઈ કાર્ડમાં ચોક્કસ ઘોડાંઓના નંબર ઉપર માર્ક કરતા હતા. ખરેખર એ દેખાવ એક

પાઠશાળા જેવો લાગતો. મને લાગ્યું કે આ સદ્‌ગ્રહસ્થોના કામમાં વિઘ્ન નાખવું સારૂં નથી, કારણ કે મને ધાસ્તી હતી કે કદાચ હું કોઇની પાસે બેસીને મારા મતલબની વાતચીત છેડું, અને ન કરે નારાયણને કોઇનું...તપી જાય તો, મારાતો બારજ વાગી જાય, તેથી મેં એ ડબ્બો છોડી. બીજા ડબ્બામાં જવા નિશ્ચય કર્યો. હું જેવો બીજા ડબ્બામાં જતો હતો, તેવામાં દરવાજા પાસેની સીટ ઉપર પેટે હાથ ફેરવતા પડેલા, કોઈ મારવાડી ગ્રહસ્થે, "હું બેસવાની જગ્યા શોધું છું" એવું ધારી મને બોલાવ્યો.

"અઠે આઓ, શેઠજી થારે બેહુવોહે?" તેણે હું સમજીશ કે નહી તેની દરકાર કર્યા વગર, પોતાની ભાષામાં કહ્યું.

"હાજી મારે બેસવું છે." મારવાડણ માતાના પેટે જન્મ લેવાનું અભિમાન ધરાવતા મારવાડી પાસેથી કંઇ રમુજી ખોરાક મળશે, એ આશાએ તેની પાસે બેસવાની ઇચ્છા દર્શાવતાં બોલ્યો. મને આવતો જોઇ તેણે બેઠા થઇ જઈ જગ્યા કરી આપી. હું તેની બાજુમાં બેઠો.

મારવાડી સાથેનો થએલો સંવાદ હું અત્રે લખું તે પહેલાં તે ગ્રહસ્થના શરીરનું ટુંક વર્ણન આપું તો આશા છે કે વાંચકોની આંખમાં તે મહાપુરૂષની છબી વગર જોયે તરી ઉઠશે.

મારવાડી તો મેં મુંબઇમાં સેંકડો જોયા હતા. પરંતુ કહેવાને અતીશયોક્તિ નહી ગણાય કે આ મારવાડી તો એક 'નમુનોજ' હતો. તેના માથાથી પગ સુધીનું વર્ણન કરવાને મારી પાસે શબ્દો નથી, છતાં નીચેના શબ્દથી તેનું આછું વર્ણન તો જરૂર થશે.

કાઠીઆવાડના પડધરી ગામના તરબુચ જેવું માથું, મલમલના લગભગ આખા તાકાની પચરંગી પાઘડીથી દીપી રહ્યું હતું. કેરીના ફાડીઆ જેવી મોટી તેની આંખ આંજણના લપેડા કરીને શણગારી હતી, મોઢા ઉપર પુળો પુળો મુછો, અને લટકતી

એડોળ દાઢી દેશમાં પડેલો હજામનો કાળ (?) ના મોકાણીઆ ખબર દેતી હતી. નાનુ ગળું નહીં દેખાવાના કારણે જાણે બે ખંભા ઉપર માથુ 'ટેમપરરી' મુકી દીધું હોય એમ લાગતું હતું. તેની વિશાળ છાતીમાંથી સ્તનો દુધ પીતા બાળકોને લલચાવે તેવી રીતે બહાર પડયા હતા. પેટ ઉપર પડેલી બે કરચલીઓ, જાણે પડું પડું થઇ રહેલા મ્હોટા પેટને અટકાવી રાખવાને લોખંડના સળીઆ જડયા ન હોય એમ લાગતી હતી ગુઠણ સુધીનીજ પહેરેલી ધોતી બાકીના કાળા મેલવાળા પગોનું દર્શન કરાવતી, જ્યારે પગમાંની ચાંચવાળી ખોટી જીકની મોજડીઓ પણ શોભામાં જોઈએ તેટલો વધારો કરતી આવા યોદ્ધાનો મેળાપ થવા માટે પ્રથમ તો મેં મનમાંજ ઈશ્વરનો આભાર માન્યો. અને પછી વાતની શરૂઆત કરતાં મેં પુછયું, "હું નથી ધારતો કે, તમારી કોમમાં રેસનો શોખ હોય!"

"તમે શા ઉપરથી ધાર્યું ?" તે ગુજરાતી જાણતો હોવાથી, તેણે ગુજરાતીમાંજ ચલાવ્યું.

"માફ કરજો, અમારૂં માનવું છે કે મારવાડી લોકો પૈસો ભેગો કરતાં જાણે છે પરંતુ ખરચી શકતાં આવડતું નથી"

"ત્યાં જ તમારી ભુલ થાય છે" તેણે વચમાં જ બોલતાં કહ્યુ" અલબત્ત અમે લોકો તમારી જેમ દેખાવ કરીને પૈસો ખરચતા નથી, પરંતુ એટલા તો અમે જરૂર મગરૂર છીએ કે જેટલો પૈસો અમે લગ્ન તેમજ જાત્રા કરવામાં ખરચીએ છીએ, તેટલો બીજા ભાગ્યે જ ખરચતા હશે. અમારા ઘરમાં જેટલું સોનું નીકળશે તેટલી ચાંદી પણ તમારા ઘરમાં નહીં હોય."

"તમે ગમે તેમ તમારી જાતને વખાણો, છતાં અમારા લોકોમાં જે લોભી હોય તેને અમે 'મારવાડી'ની જ ઉપમા આપીએ છીએ, જે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે દુનીઆની અંદર જો કોઇ લોભી હોય તો તે મારવાડીઓ જ..."

"ભલે લોકો ગમે તેમ માને, તેની અમોને પરવાહ નથી, તબીયત સંભાળવા સારૂં અમો હલકો ખોરાક લઇએ છીએ, તેમજ જાતને ઓળખાવવા સાદો તથા એકજ જાતનો પહેરવેશ પહેરીએ છીએ. મુસાફરીમાં પણ કસરત થાય તેથી મજુર નહીં કરતાં હાથેજ સામાન ઉપાડીએ, એટલે લોકો કદાચ અમોને લોભીઆ માને એ સ્વાભાવિક છે."

' પરંતુ એ કારણો મારા ધ્યાનમાં આવતાં નથી" મેં તેને વધુ ચીડવવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"અમોને પણ તમારી પેઠે કોટ પાટલુંન, કોલર ટાઇ પેહરવાનું ઘણું મન થાય છે તેણે તો તેનુજ હાંક્યા કહ્યું" પણ અમો માનીએ છીએ કે જો ઇંગ્લીશ ડ્રેસ પેહરશું તોપણ મુર્ખ લોકો અમોને મારવાડી તો જરૂર કેહવાના જ. વળી પૈસા ખરચીને પહેરીએ તો પણ લોકો એમજ માને કે કોઇએ ગીરવી લુગડાં મુકયાં હશે, તેથીજ દીકરાએ આજે શોખ કર્યો છે."

મારવાડીના ઉપરના ખુલાસાથી મને હસવું આવ્યું. હું ખડખડાટ હસી પડયો મને હસતો જોઇ તે ચીડાઇને બોલ્યો.

"હસો છો શું? જેટલા મુંબઈ ઉપર મારવાડીઓએ ઉપકાર કર્યા છે તેટલા કોઇએ કર્યા નહી હોય અત્યારે નાણા ભીડના સમયમાં એંશી ટકા વેપારીઓ, મારવાડીઓના પૈસે વેપાર કરે છે. અલબત અમો વ્યાજ તો જરૂર ખાઇએ છીએ, પરંતુ તેથી શું? વ્યાજ તો પઠાણ દાદા પણ ખાય છે. છતાં એને કેમ કોઇ મારવાડી–લોભી કહેવા નથી જતું? ગમે તેવા લોભી પણ અમે સારા છીએ, ઘરાક અમોને ગાળો ભાંડે તે પણ સહન કરીએ છીએ, અર્ધી રાત્રે કોઇને નાણું જોઇતું હોય તો તે અમે ધીરીએ છીએ. ઘરેણા લુગડાં તો ઠીક પણ જુના જોડા હોય તો પણ તેના ઉપર પણ આઠ દસ આના તો જરૂર અમે ધીરીએ. એ ધંધો તો અમે જ કરી જાણીએ, બીજો છે કે કોઇ માયનો પુત?"

"તમારૂં એ કહેવું બરાબર છે." મેં વાતને ટુંકી કરતાં પુછયું ' બોલો આજે કયા કયા ઘોડા રમવા છે?"

"આ જનમમાં તો આ મારવાડી બચ્ચો નહી રમે" તેણે મુછો પર તાવ દેતા કહ્યું.

"ત્યારે શા માટે ખરચ કરી પુને પધારો છો? ખાલી જોવા કે......"

"અરે જોવા નહીં કમાવા."

"કેવી રીતે? મેં પુછ્યું.

"સોનું લઇને અને રૂપુ દઇને."

"એટલે! હું સમજ્યો નહીં."

"ત્યારે સાંભળો." તેણે કહ્યું "હું અહીં દરેક રેસને દીવસે હજાર–પંદરસો રૂપીઆ લઈને આવું છું, અને કોર્સ ઉપર કોઇપણ હારી ગએલા સજ્જનને મદદની જરૂર પડે તો ઘડીઆળ છેડો–બટન વિગેરે ઉપર સારૂં વ્યાજ લઈ રૂપીઆ ધીરૂં છું."

"સમજ્યો. અહીં પણ તમે ધંધાર્થે આવો છો, એમજ ને?"

"હાસ્તો મારવાડી બચ્ચા છીએ. ફોગટ ફેરો હોયજ નહિ."

મારવાડી સાથેની લંબાણ વાતચીત પુરી થાય તે પેહલાં કરજત સ્ટેશન આવ્યું. એટલે વધુ વાતચીતનો વખત મળે તો બીજી વાર માટે મુલતવી રાખી હું ત્યાંથી બીજા ડબ્બાના રંગ જોવા રવાના થયો.

મારવાડીવાળો ડબ્બો છોડી હું બે ત્રણ ડબ્બા ફરી વળ્યો, પરંતુ સઘળા પેસેન્જરો પોત પોતાના કામકાજમાં રોકાયેલા હતા. તેથી કોઈની સાથે વાત કરવાનું મને ફાવ્યું નહિ. ભુખ પણ મને સજ્જડ લાગી હતી. એટલે પેટની પુજા અર્થે, એકાદ રૂપીઆનું ટાઢુ કરવા હું ડાઈનીંગ કારવાળા ડબામાં ગયો, ત્યાં કેટલાક ગૃહસ્થો જમી રહ્યા હતા. એક પછી એકડીશ બોય ફેરવી

રહ્યા હતા. સ્હામેના એક ટેબલ ઉપર એક પારસી ગૃહસ્થ જમતા હતા, ત્યાં જગ્યા હોવાથી હું તેની સામે ખુરશી ખેંચી બેઠો. મને સ્હામે બેઠેલો જોઈ તેણે મ્હારી તરફ નજર કરી, ચાર આંખો ભેગી થઇ, ચ્હેરો મને પરચિત લાગ્યો, પરંતુ હું યાદ કરી ઓળખું તે પહેલાં તો તેણે મને ઓળખી લીધો. અને બોલી ઉઠયો. "કાંય ડીકરી વઝીર! આજે કીયો સપરમો દહાડો છે, તેથી અહિ પુટી નીકરયોચ.

૧ "ઓહ બીરાદરેમન મી૦ માછલાખાઉ, ત્હારી પાયદસ્ત પણ સાથેજ છે ને શું?" હું તેને મિત્ર તરીકે ઓળખતાં બોલ્યો

"પન કેતો ખરો, કે કાંથી ડલ્લો ઉંચકી લાયો જે રેસમાં આવવાનું સુઝેલું!"

"નાણું કેવું ને વાત શી! એ તો પુના રેસનો રીપોર્ટ લેવા ધકેલ્યો છે. સમજ્યો?" તે મારો જાણીતો મિત્ર; તેમજ એક પત્રકાર હોવાથી સાચી હકીકતથી તેને માહિતગાર કર્યો.

"ત્યારે તો આજે, કઇકનું તું ઘસરી કાઢવાનો કેમ?"

"હાસ્તો શા માટે નહીં?"

"તો સંભાળજે દીકરા! સાથે કલમના ઝપાટે મને પણ ના લેતો."

હું તો તંત્રીનો ભાઈ મંત્રી જેવો એ તો મારી મરજીની વાત છે." મેં કહ્યું.

"નહીં બાવા તે નહીં ચાલે. તારે જોવે તો આજે મ્હારા તરફથી ખાનું ઉડાવ, લે હમણાનું બીલ હું ભરશ."

"એ તો તારે જ ભરવું પડશેને. તું જાણે છે કે, મને અલાવન્સ તો બહુ જ થોડું મળે છે. તેથી તારા જેવા ફરબ બકરાને તો હું શોધતોજ ફરૂં છું." મે મતલબની ફેંકી તે હસી પડયો કેટલીક વાત આગળ ચાલી પછી મેં પુછયું. 'એ તો કહે કે આજ તું કયી મતલબ સાધવા નીકળ્યો છે?'

"શું કહુ' ચાર આઠ આઠ વરસથી પારકા પ્રેસમાં ઘસડો ઓરો કરૂંછ હવે તો મુંજાઉ છું કે આય પારકી ગુલામી કહાં લગી કરૂં.

આફ્રિકામાં કાકાજીને ૫૦૦, રૂપીયા માટે લખેલુ' આજે આફ્રિકાનીં પોસ્ત આવી. સો રૂપીઆ નીકળી પડીયા તેથી આજે પુનામાં દાવ અજમાવવા આયો. જોઉછુ' કાંતો પાનસો થાય તો ન્હાનલો જેવો પ્રેસ ઘરનો કરૂં, નહિ તો સોનું પાની થશે ?"

"એ ખરૂં છે પણ દોસ્ત!" મેં સાચી શીખામણ દેતા કહ્યુ' "જો તું તારા મનમાં જીતવાની આશા રાખશે તો જરૂર તું હારી જશે. કેટલાકો એમ ધારે છે કે લોટરીમાં મળે કે તરતજ શાદી કરૂં તે લોકો જરૂર આશામાં ને આશામાં વાંઢાજ મરવાના. એ ના ભુલતો..."

"તારી વાત માનવાને હું તૈયાર નથી. હું તો એટલુજ સમજુચ કે હીંમતે મર્દા તો મદદે ખુદા. આ એ નાચીઝ ઇન્સાન જે મેળવવા કોષેશ કરે તેને પરવદેગાર જરૂર ફલીભૂત કરશે."

"ઠીક ત્યારે જોઉછું, કે તારૂં દાળદર ફીટાડવા કેટલા હુન્નરની થેલીઓ તું સાંજે લઇ પાછો ફરે છે. અને કેવડો મોટો પ્રેસ ખોલે છે?" મેં તેનું શુભ ઇચ્છતાં કહ્યું. એટલી વારમાં મેં જમી લીધેલું હોવાથી હોટેલવાળો બીલ લાવ્યો તેણે હું પૈસા દેવાનો વિવેક કરૂં તે પહેલા ચુકતે કર્યું. "પછી કોર્સપર મલજે" એટલું કહી તે તેના સાથેના મિત્રો પાસે ગયો. હું પણ રેસ-રેસ અને રેસની વાતોથી કંટાળી ગયો હોવાથી, પુનાના સ્ટેશન આવતા સુધી જરા આરામ મેળવવા મારા ડબ્બામાં ગયો.

શાન્તિ મેળવવા માટે, મેં મૌનવ્રત ધારણ કરીને, મારી બેડક ઉપર પડયા પડયા, આશરે દોઢેક કલાક વીતાવ્યો, ત્યાં તો "પુણેચા સ્ટેશન અલા, ન્યારો પુનો અચી વ્યો, આજ પુના છે." એવા જુદી જુદી ભાષાના, જાત જાતના ગૃહસ્થોના

મુખમાંથી નીકળતા ફુકરાઓથી ડબાઓ ગાજી ઉઠયા. 'પંચ કહે તે પરમેશ્વરનો બોલ છે' એ સુત્રના આધારે લોકોના કેહવાને ખરૂં માની, હું આળસ મરડી ઉભો થયો. હેન્ડ-બેગ હાથમાં લીધી. હજુ ગાડી પ્લેટફોર્મથી થોડે દુર હતી, છતાં પહેલા પ્લેટફોર્મ ઉપર પગ મુકનારને, જાણે રેલ્વે કંપની તરફથી ઇનામ મળનાર હોય તેમ ઉતરવાને ધક્કા ધક્કી કરતા કેટલાક ઉતાવળીઆ સજ્જનો, ડબાના બારણા પાસે એકઠા થઇ ગયા. કેટલાકે તુરતજ ખોલી શકાય તે માટે સમય સુચકતા વાપરી બારણાનું હેન્ડલ પકડી રાખ્યું હતું, જ્યારે કેટલાક રેલ્વેના કાયદાની દરકાર નહી કરનારાઓએ તો બારણું પેહલેથીજ ખોલી નાખ્યું હતું.

આશરે એક વાગ્યા ઉપર દસ મીનીટે અમારી સ્પેશીયલ, પુનાના પ્લેટફોર્મ ઉપર આવી ઉભી રહીં જ્યારે ડબામાં આગ અથવા બીજા અકસમાતો કદાચ થાય, અને લોકો તેનેથી બચવા, ડબામાંથી ઝડપથી બહાર કુદી જાય, તેવીજ ઝડપથી લોકો ડબો છોડી પ્લેટફોર્મ ઉપર ઉતરી પડયા, પ્લેટફોર્મની બહાર જવાના દરવાજાઓ ઘણા હતા, છતા દરેક દરવાજા ઉપર લોકોનો દરોડો, અસાધારણ હતો. પ્લેટફોર્મની બહાર નીકળી વીશ ટકા લોકોએ તો પગે, મોટર, ગાડી, અથવા તો ગમે તે વાહનોની મદદથી કોર્સ તરફ ચાલતી પકડી, જ્યારે બાકીના એંસી ટકા લોકો, સ્ટેશનની હદમાં આવેલી' હીંદુ અને ઇસ્લામીભાઇઓ માટેની જુદી જુદી બે હોટલોમાં, પેટની પુજા અર્થે ઘુસ્યા.

હોટલો ઉપર પડેલો દરોડો, કંઇ સાધારણ ન હતો, લોકોની ગીર્દી ચીકાર હોવાથી, જગ્યાના અભાવે કેટલાક લોકો બહારજ ઉભા હતા, જેમ જેમ લોકો જમી રહ્યા તેમ તેમ, સ્ટેશન બહાર ઉભેલી મોટર બસમાં, કોર્સ ઉપર જવા માટે ગોઠવાતા ગયા, અલબત કેટલાક પહોંચી શકે તેવા લોકો, એકલા અથવા

તો એક બે મીત્રો સાથે સ્વતંત્ર ગાડી અથવા ટેકસી કરી જતા હતા. પરંતુ મ્હોટો ભાગ તો બસમાંજ બેસતો હતો.

હોટલ અને બસ વીગેરેના સ્ટેન્ડની વચ્ચે થોડે થોડે અંતરે હિંદુ-મુસલમાન માંગણ ભીખારીઓની હાર લાગી ગઇ હતી. જેઓ 'એક પૈસા દો અલ્લાહ આજ તુમકો બ્હોત પૈસા દેગા (!) બાબા ગરીબા લા મદદ કરા, આજ રેસમદી તુમાલા લઇ ફાયદા હોઇલ (!)" વીગેરે આશીષમય વાકયોનો ઉચ્ચાર કરતા, હાથ લંબાવી રહ્યા હતા. કેટલાક શ્રધાળુ સજ્જનો, જીતવાની આશાએ કે દયાભાવ ખાતર હાથમાં છ આઠ આનાના છુટા પૈસા રાખી એક એક પૈસાનું દાન કરતા જતા હતા. જ્યારે કેટલાકો તો ભીખારીઓની સ્હામે જોવામાં પણ પાપ છે, એમ માની ઉંચી નજર વટીક પણ કરતા નહી.

મેં ટ્રેનમાં ખાઇ લીધું હતું. છતાં હોટલની જાણવાજોગ હકીકતો મેળવવાના લોભે કંઈ સાધારણ નાસ્તો કરવાના બ્હાને હું જગ્યા થઇ હોવાથી હોટલમાં ગયો. વચમાંના એક ગોળ ટેબલ ઉપરની ખુરશી ખેંચી હું બેઠો. હજુ હોટલની ગીર્દી જામેલી હતી. લોકો જેમ જમીને જતા હતા, તેમ બહાર ઉભેલા અંદર પેસતા હતા, વેટરો "આયા સાબ, લાયા સાબ" ની બુમો પાડતા હાથમાં ભરેલી તથા ખાલી પ્લેટો લઇને દોડાદોડી કરી રહ્યા હતા. થોડીવારે જમતા જમતા વેટરો સાથે ખાનગી કાનમાં ગુસપુસ કરી રહેલા, કેટલાક સજ્જનો તરફ મારૂં ધ્યાન ખેંચાયું મેં ધાર્યું કે કોઈ 'કડકા બાલુસો' ખાણાના બીલમાં કન્સેશન કરવા, વેટરોને બેચાર આના ચાંપી સમજાવી રહ્યા હશે, પરંતુ મારી એ ધારણા ખોટી પડી, તપાસ કરતા જણાયું કે એ લોકો વેટરોને અમુક ઇનામ આપી કંઈ ચોક્કસ ઘોડાની ટીપ મેળવતા હતા, વેટરોને આમાં શું ખોટ હોય? તેને તો ધંધા જેવુંજ હતું. મનમાં આવે તે બે ચાર ઘોડા રૂપીઓ આઠ

આના લઇને કહે, જીતે તો તેની સાચી ટીપ ગણાય અને હારે તો રમનારના નશીબ. કયા બેટરને ન્હાવા જવું છે?

સ્ટેશનની બહાર પણ કટલાક કહેવાતા જોશીઓ પેક ટીપ્સના કવરો વેચી રહ્યા હતા. પરંતુ એ બધા અહેવાલ રેસ શરૂ થવાનો ટાઇમ થઇ ગયો હોવાથી હું લઇ શકયો નહી. બાકી રહેલા ઉતારૂઓની રાહ જોતી મોટર બસ તૈયાર ઉભી હતી. મેં તેમાં જગ્યા લીધી, બીજા બે ત્રણ ઉતારૂઓ પણ ચડયા, બસ ભરાઇ ગઇ ડ્રાઇવરે સ્ટાર્ટ કરી, શ્રી રેસ ભુમી તરફ મોટર બસ હાંકી. રસ્તા ઉપર પગે કોર્સ ઉપર જનારા લોકોની હારો ચાલી જતી હતી. કેટલાક સ્થાનીક વતનીઓ પણ ગલી કુચીમાંથી નીકળી, જનાર સાથે, સાથ પુરાવતા હતા. એકંદરે સ્ટેશનથી રેસ કોર્સ તરફ જતો વીશાળ રસ્તો અત્યારે ખાસ રેસના શોખીનો માટેજ રોકાએલો હતો.

બે વાગે હું રેસ કોર્સ ઉપર પહોંચ્યો. હું પહેલીવાર જ કોર્સ ઉપર આવ્યો હતો. એટલે ત્યાં આગળના કેટલાક દૃષ્યો જોઇ, હું અજાણ્યો હોવાથી આશ્ચર્ય પામ્યો. અંદરના કમ્પાઉન્ડમાં જેમ વીકટોરીઆ ગાર્ડનમાં જાનવરોના પાંજરાઓ હોય છે, તેમ થોડે થોડે છેટે તેવાજ છાપરાવાળા પાંજરાઓ ગોઠવેલા મેં જોયા, ગને જાનવરો જોવાનો ઘણો જ શોખ હોવાથી, પ્રથમ એ જોવા હું પાંજરા તરફ ગયો પરંતુ દીલગીરી સાથે મારે કેહવું પડે છે કે એ મારી ધારણા ધુળમાં મળી, નજદીક જતાંજ જોઇ શકયો કે, એ પાંજરામાં જાનવરને બદલે એક એક પારસી યુવક તો કોઇમાં આધેડ વયના એ જ જ્ઞાતિના પુરૂષો હતા. પાંજરા ઉપર અંગ્રેજીમાં 'ચેન્જ' (Change) એ શબ્દો મોટા અક્ષરે લખ્યા હતા, તેમ જ એ સજ્જનો હાથમાં નોટોનો થોકડો ફેરવી રહ્યા હોવાથી હું તરતજ સમજી ગયો કે, 'ટોટ'

ઉપર છુટો ખુર્દો ચાલતો નહી હોવાથી આ પાંજરા ઉપર લોકો પોતાના ખુર્દાને નોટોના રૂપમાં બદલતા હતા.

આગળ ચાલતા કબુતરખાના જેવા મેં મોટા ઓરડાઓ જોયા એક ઉપર 'વીન' જ્યારે બીજા ઉપર 'પ્લેસ' એ શબ્દો મ્હોટા અક્ષરે લખાએલા હતા. નીચેની ભીંત ઉપર નાની નાની બારીઓ હતી. તે દરેક ઉપર 'રૂપીઆ પાંચ' રૂપીઆ પાંચ એવા જુદી જુદી ભાષાના શબ્દો લખાએલા હતા જ્યારે દરેકની છેડે એક બારી ઉપર 'પચાસ•રૂપીયા' એ શબ્દો હતા. વીન અને પ્લેસના સામસામા આવેલા ઓરડાઓ ઉપરની ભીંતમાં આશરે છવ્વીશ નંબરવાર ખાનાઓ હતાં, જે જે ઘોડા ઉપર લોકો લગાવટ કરતા હતા, તે તે ઘોડાના નંબરના ખાનાઓમાં ખપતી ટીકીટોની સંખ્યામાં થતો વધારો, પબ્લીક સ્પષ્ટ રીતે જોઇ શકતી હતી. ઉપરના ભાગમાં, લોકો ફાળો આશરે કેટલો નીકળશે તેનું અનુમાન કરી શકે તે માટે ગ્રાન્ડ ટોટ (કુલ્લે ટીકીટોની સંખ્યા બતાવવા) નું ખાનું પણ હતું. હજુ રેસ શરૂ થવાને વીશેક મીનીટની વાર હોવાથી, ટીકીટોના ઉપર જોઇએ તેવો ધરોડો નહોતો.

એક બાજુ છુટા છુટા પાટીઆઓ એક થાંભલા ઉપર ચડાવી, શરૂ થનારી પહેલી રેસના ઘોડાના નંબરો તેમજ ઉપર બેસનાર જોકીઓના નામ ક્રમવાર દર્શાવ્યા હતા. તેની પાસે લોકોનું ટોળું જોકીના નામની એંટરી પોતાના કાર્ડમાં કરવાને એકઠું મળ્યું હતું કંઇ નવીન મેળવવાની આશાએ હું તે તરફ પહેલા ગયો. ત્યાં આગળ એકઠા થએલા લોકોમાં કેટલાક રેસના સદાના શોખીનો અને તેની સાથે થોડાક મારી જેમ પહેલવહેલાજ કોર્સ ઉપર પધારેલા અજાણ્યા લોકો પણ હતા જેઓને જોકી અને ઘોડાઓ વચ્ચેના તફાવતની પણ ખબર ન હતી. એવા એક અજાણ્યા 'બામ' જેવા સજ્જન મારી બાજુમાં ઉભા રહી

ઘોડાઓના નંબરની તેમજ જોકીઓના નામની નોંધ કરી રહ્યા હતા. આંખ ઉપર જાડા કાંચના ચસ્મા ચડાવેલ હોવાથી, તેઓશ્રીની શોર્ટ સાઇટ છે એમ વગર પુછે સમજી શકાતું હતું

"જુઓને? આ બાવલી ઉપર એલેકઝાન્ડર ચડયો છે ને?" અક્ષરો નહી ઉકલવાથી તેણે મને પુછયું. હું જવાબ આપું તે પેહલા તો ત્યાં એકઠું થએલું આખું ટોળું ખડખડાટ હસી પડયું, લોકો શા માટે હસ્યા? એ કારણ તો પહેલા હું પણ ના સમજી શકયો. તપાસ કરતા જણાયું કે ઘોડાનું નામ એલેકઝાન્ડર હતું જ્યારે ઉપર બેસનાર જોકી બાવલી નામનો હતો. પરંતુ ઘોડા અને જોકી વચ્ચેનો તફાવત નહી સમજનારા એ સજ્જને ઉધુંજ બાફી માર્યું હતું. કારણ સમજાયા પછી હું પણ હસવું રોકી ના શકયો. લોકોનું ધ્યાન મ્હારા હસવા તરફ ખેંચાતું હોવાથી, હું ત્યાંથી દોડતા ઘોડા જોવા માટે, સરકસની ગેલેરી જેવી પાકી બાંધેલી ઉંચી બેઠક પાસે ગયો.

બેઠક ઉપર પંચરંગી પુરૂષો, તેમજ કેટલીક સ્ત્રીઓ બેઠેલી હતી મેં ત્યાં જગ્યા લીધી થોડીવારે ઘોડાઓ લાવવામાં આવ્યા. ઘોડાઓની જાતો પીછાણનારા કેટલાક કાબેલ (?) લોકો ઘોડાઓને નજદીકથી જોવા, બેઠક ઉપરથી ઉઠી સ્હામેની રેલીંગ કે જ્યાંથી ઘોડાઓ એક પછી એક પસાર થતા હતા ત્યાં ઉભા રહ્યા; જોત જોતામાં તો રેલીંગ પાસે અસાધારણ ટોળુ જમા થયું તેઓ અંદર અંદર ઘોડા વીષે નીચે મુજબ ટીકા કરતા હતા,

"નંબર ટન ડુબલો પરી ગયો છ, ડેસી કરીને હું ના ઢારતો કે ટે રેસ જીટે!" એક વ્હોરા ગૃહસ્થે આજુબાજુ લોકોને વગર પુછે, પોતાનો મત્ત દર્શાવતાં કહ્યું.

"પરંતુ હેચે મદ્દી તુમચી મીસ્કેટ આહે" મરાઠા ગૃહસ્થે 'મીસ્ટેક' શબ્દોનો ભાંગરો વાટતાં વ્હોરાજીની ભુલ કાઢી.

"ટમે ગમે ટે ઘોરો વખાનો, પન હું ટો, નંબર સાંટજ રમવાનો, કારન જે તે ઘોરો અહીંથી નીકરશે ટારે, ઉપર બેસેલા સીબરીતે, હસ્તા ચ્હેરે મ્હારી સ્હામે જોયું. એ હુંએ બરાબર યાદ રાખું છે. ચાલો તૈયબજી લાવો પચાસ વીન, પચાસ પ્લેસ નંબર સાંટ." વ્હોરાજીનો નંબર સાતના ઘોડા ઉપર યકીન આવી જવાથી પાસે ઉભેલા કોઇ મીત્રને રૂપીઆ સોનો કટકો આપતા ટીકીટ લાવવાનું કહ્યું.

પબ્લીકને ઘોડા દેખાડયા પછી જોકીઓ ઘોડાને દોડાવતા સ્ટારટીંગ ગેઈટ ઉપર લઇ જવા લાગ્યા, સાથે એક ઘોડા ઉપર, ખાસ નીમેલો સ્ટારટર પણ હતો

ઘોડાઓ ગેઇટ ઉપર પહોંચે, અનુક્રમે ગોઠવાય અને પછી સ્ટાર્ટરના હુકમથી રેસ દોડે તે દરમ્યાનમાં મનગમતા ઘોડા ઉપરની વીન અથવા પ્લેસની ટીકીટો ખરીદી લેવા, લોકોનો ટીકીટ બારી ઉપર એક સામટો દરોડો પડયો ત્યાંના રંગ જોવા હું પણ ગયો

અહા! તે વખતનો દેખાવ અલૌકિક હતો, મને લાગ્યું કે ટીકીટ બારી પાસે એકઠા થએલા ટોળામાં માત્ર હુંજ કમનસીબ છું કે ખાલી હાથે ઉભો છું. બાકી સર્વે લોકોના હાથમાં તે વખતે નોટો ફરી રહી હતી કોઇએ ટીકીટ લેવા રૂપીઆ પાંચની તો કોઇએ દશ, પચાસ કે સોની નોટ હાથમાં પકડી હતી. તે વખતે મુંબઇમાં નાણાંભીડ તેમજ બેકારી છે. એમ પોકાર કરનારા, હડહડતા જુઠા છે, એવી મને ખાત્રી થઇ. અત્યારે તો આખા મુંબઇની નાણાંભીડ ફકત મારા પોતાની પાસે જ આવીને અટકેલી છે એમ લાગ્યું બીજે કયાંએ નાણાંભીડ નથી ઓચીંતો બેલ વાગ્યો. એકી સાથે સઘળી ટીકીટ બારીઓ બંધ થઇ ગઇ, કેટલાક ટીકીટ ખરીદવાની ઇચ્છા ધરાવનાર સજ્જનો ઉંઘતા ઉંઘતા અથવા તો ખરીદું કે નહી તેના વિચારમાં બારી પાસે મોડા

પહોંચવાથી, આશાભગ્ન થયા. સ્ટારટીંગ ગેઈટ ઉપરનો ફરફરી રહેલો સફેદ વાવટો હેઠે પડી ગયો. રેસ સ્ટાર્ટ થઇ કયો ઘોડો પહેલો આવે છે તે જોવા કેટલાક લોકો રેલીંગ તરફ દોડયા, જ્યારે ઉપર બેઠેલા લોકો બેઠક ઉપર ઉભા થઈ ગયા. કોર્સ ઉપર કોલાહલ મચી ગયો. લોકો આતુર નયને જોવા લાગ્યા, કેટલાક ઉમંગમાં આવી જઇને પોતપોતાના રમેલા ઘોડાના નામનો અથવા નંબરનો મોટેથી પોકાર કરવા લાગ્યા. એક વ્હોરાજી 'ટીંબકટુ' નામનો ઘોડો રમેલો હોવાથી, "તીમ્કતું-તીમ્કતું" નામના ચાલુ પોકારો કર્યે જતા હતા, એ વખતે વ્હોરાજી શેઠ કંઇ વાજીંત્ર વગાડતા હોય, એમ સાંભળનારને લાગતું હતું.

વ્હોરાજીના સંગીતને ઇન્સાફ આપવા, જેવા મેં મ્હારા કાન સચેત કર્યા. તેવાજ બેઠકને એક ખુણે બાથમબાથી આવી જઇને તકરાર કરી રહેલા એક ખોજા અને પારસી ગૃહસ્થ તરફ મ્હારી નજર પડી. ઘોડાઓ બેન્ડ સુધી લગભગ આવી ગયા હતા, છતાં તે જોવાની દરકાર ન કરતાં, લોકોને ધક્કા મારતો હું એ ગૃહસ્થોને છુટા પાડવા ધસ્યો.

મહા મહેનતે મેં બન્નેને છુટા પાડયા. "શા માટે લડી મરો છો?" મેં પારસી ગૃહસ્થને પુછ્યું.

"ત્હેનો ટોટો પીસી નાખસ" તેણે આગળ ચલાવ્યું. તે બહુજ ગુસ્સામાં બોલતાં હતા તેથી વાતને ટુંકી કરવા, મેં તેનું કઇ પણ નહી સાંભળતા બાજુમાં ઉભેલા એક મીયાંભાઇને લડાઇનું કારણ પુછ્યું.

"અરે યાર બાતમે કુછ દમ નહી." તેણે કહ્યું "યે તો ખોજા શેઠ, અપના ખેલેલા ઘોડા આગે આગે ચલતા દેખ કે જરા ખુશી મેં આકે ઘોડેકા નામ પુકાર પુકાર કે, હાથ લંબા કરકે ચારો તરફ ઉડાને લગે; ઇતનેમેં યે પારસી કે મુંહપર હાથ લગ ગયા, ચશ્મે ગીરકે ટુટ ગયે ઔર જરા અંગુઠી લગ જાનેસે,

આંખકે ઉપર કે ભાગ સે થોડાસા ખુન જારી હુવા ઉસ્મેં કયા લડનેકી બાત હે?

"ઉસ્મે કયા લડનેકી બાત હે?" પારસી ગૃહસ્થે ગુસ્સામાં એ મીંયાભાઈના પાછળના શબ્દને ફરીવાર બોલતાં મને કહ્યું "સાંભલ્યું કે? આ વચ્ચે વકીલાત કરતા મીંયાને પન હું જોઇ લેવશ"

પારસી ગ્રહસ્થને હું કંઈ જવાબ આપું તે પેહલા તો, ઝપાટાબંધ દોડતા ઘોડાઓ અમારી સ્હામે-(શેકન્ડ એન્કલોઝર પાસેથી) થી પસાર થયા. પેહલા ચાર આગળ દોડતા ઘોડાઓમાં, પોતે રમેલો ઘોડો નહી દેખાવાથી પારસી શેઠનો ગુસ્સો ઓટોમેટીકલી ઉઠી ગયો, તે આઇસક્રીમ જેવા ઠંડાગાર બની ગયા. જ્યારે ખોજા શેઠ તો, પસાર થએલા સાત આઠ ઘોડાઓમાં પોતાનો રમેલો ઘોડો નહી દેખાવાથી પાછળ આવશે કે, ત્યાંજ ખલાસ થઇ ગયો છે? એ શંકામાં ને શંકામાં લમણે હાથ દઇને હેઠેજ બેસી ગયા. આ બનાવથી બન્નેની તકરારનો કુદરતી રીતે અંત આવ્યો.

ઘણીજ રસાકસી વચ્ચે આગળ દોડતા ચાર ઘોડાઓ વીનીંગ પોસ્ટ પાસેથી પસાર થઇ ગયા. જડજના ચુકાદાથી, અનુક્રમે એક, બે ત્રણ, અને ચાર નંબરમાં આવેલા ઘોડાઓના નંબરનું લીસ્ટ બોર્ડ ઉપર ચડયું. પેહલા એક ઉપર વીન-પ્લેસ જ્યારે બાકીના બે ઉપર માત્ર પ્લેસનો ફાળો (ડીવીડન્ડ) મળનાર હતો. જ્યારે ચોથા થએલા ઘોડાનો ફાળો નહી મળતો હોવાથી, તે તો માત્ર લોકોને દીલાસા રૂપજ હતો.

જે જેની પાસે વીન તેમજ પ્લેસ થએલા ઘોડાઓની ટીકીટ હતી, તે લોકો આનંદમાં આવી જઈને, ટીકીટ વટાવી ફાળો મેળવવાની બારી તરફ દોડયા, જ્યારે નીષ્ફળ નિવડેલા ખેલા-

ડીઓ માત્ર શું ફાળો નીકળ્યો છે? તે બોર્ડ ઉપર વાંચીને સંતોષ મેળવવાને અથવા લુખો આનંદ લેવાને તેઓની પાછળ ગયા.

પેહલીજ રેસમાં લગભગ પચાસ ટકા લોકો નીષ્ફળ નિવડેલા હોવા છતાં, તેઓના મુખ ઉપર માત્ર થોડીવારને માટે પડેલી શોકની છાયા શીવાય કશું હતું નહિં. કારણ કે હજુ પહેલીજ રેસ થએલી હોવાથી, તે લોકોના નાણાંનો મ્હોટો ભાગ હજુ ખીસામાંજ હતો. અલબત કેટલાંક એક રેસમાં જીતીને બીજી રેસ રમનારા 'કડકા' આશવંતો તો. હવે કોની પાસેથી ઉછીના લેવા?" એજ ફીકરમાં, એક ખુણે વિચાર કરતાં અર્ધા મવાલી જેવા બનીને બેસી ગયા.

આ રીતે બીજી બે રેસ પસાર થઇ. પરંતુ તે ફેવરીટ ગઇ હતી. એટલે પબ્લીકના મ્હોટા ભાગને તેનો લાભ મળ્યો. તેથી એકંદરે લોકો આનંદમાં હતા.

બીજી અને ત્રીજી રેસમાં કંઇ ખાસ નોંધ લેવા જેવી બાબત નહી હતી જ્યારે ચોથી રેસ પુલુક જવાથી એકંદરે લોકોના મ્હોટા ભાગને નાહી નાખવું પડયું.

ચોથી પછી પાંચમી રેસ પણ લોકો માટે ખરાબ ગઇ. ખીસા લગભગ ખાલી થઇ ગએલા હોવાથી, લોકો આમતેમ વલખા મારવા લાગ્યા. કેટલાકો બાકી રહેલા બે ત્રણ રૂપીઆનું પાણી કરવાને હોટલોમાં ભરાયા. માત્ર ગમ ભુલાવવા માટેજ શરાબને ચ્હાનારા શોખીનો ત્યાં આગળ આવેલા પીઠામાં ઘુસ્યા. જેની પાસે એકાદ રૂપીઓ અથવા તેથી કંઈ ઓછી મુડી હતી, તેવા લોકોએ, દાળ, પુરી અને ચેવડાવાળા ભૈયાને ખટાવી, ઉભા ઉભા ફાંકડા ભરવાનું શરૂ કર્યું. જ્યારે થોડીઘણી સારી મુડીવાળો વીશેક ટકા ભાગ તો, તે પછીની રેસમાં દોડનારા ઘોડા જોવાને તેમજ તેના ઉપરની લગાવટની ટીકીટો ખરીદવાને રોકાઇ ગયો.

છઠ્ઠી રેસના અંત પછી લોકોની સ્થિતિ એકદમ કફોડી થઇ ગઇ જો કે રેસ દેખીતી રીતે ફેવરીટ ગઇ હતી, પણ લોકો હારેલા હોવાથી હાર્યો જુગારી બમણું રમે એ હીસાબે ગએલું નાણું એકી સાથે પાછું ખેંચવાને એકજ રેસમાં ચાર ચાર પાંચ પાંચ, ઘોડાઓ રમતા, જેથી કદાચ એકાદ ઘોડાના પૈસા મળે તો ચારના જતા, વળી કેટલાકો, જાતી અભિમાન દેખાડવા– પોતપોતાની જ્ઞાતીના ગૃહસ્થોની માલીકીના ઘોડા ભલે 'ફોર્મ' માં હોય કે નહોય છતાં એ રમવા પાછળ નાહક બે ચાર ટીકીટનો ભોગ આપતા; એમ સરવાળે નુકસાન હતું.

ખીસા ખાલી થઇ જવાથી લોકોનો સ્વભાવ પણ ચીડીઓ થઇ ગયો કોઈ બાજુવાળા સાથે તો કોઈ પાન–સોપારી કે ફ્રુટવાળા સાથે સાધારણ વાતમાં ગુસ્સો કરી લડતાં કેટલાક ભાગમાં રમતા મિત્રો. "મેં ના પાડી છતાં તું એ (ચોક્કસ) ઘોડો શા માટે રમ્યો? હું એમાં ભાગ નહીં આપું. જા, ત્હારે થાય તે કરી લે!" એમ બોલી અંદર અંદર લડી મરતા

એક ગૃહસ્થ જેવા જણાતા સજ્જને તો દારૂના ઘેનમાં ને ઘેનમાં હજારો રૂપીઆનું, ભળાતા ઘોડાઓ રમીને પાણી કરેલું હોવાથી, પાછળથી ખાલી ખીસાનું ભાન થતા બાજુના એક બાંકડે બેસી ચોધાર આંસુએ પોક મેલવાનું શરૂ કરી દીધું હતું. એ સર્વ કારણોનું મૂળ ગુમાવેલું નાણુંજ હતું.

લોકોની ચીંતાતુર સ્થિતિ વચ્ચે સાતમી રેસના જોકીઓના નામનું બોર્ડ ચઢયું. ભયંકર નાણા ભીડ હોવા છતાં લોકોએ છેલ્લા બે દાવ પુર જોશથી અજમાવવાનો ઠરાવ કર્યો. વીન અને પ્લેસની ટીકીટ બારી ઉપર લોકોની હાર લાગી ગઈ. જીતેલાઓ એક વધુ રમતના શોખ માટે, જ્યારે હારેલાઓ પોતાના ગુમાવેલા નાણા પાછા મેળવવા (મેક અપ કરવા) ને લોભે યાહોમ લગાવટ કરવા લાગ્યા.

છ રેસ સુધીમાં પ્રજાનો માનીતો જોકી 'હારડીંગ' કે જે હંમેશાં બે ત્રણ રેસ જીતતો, તે જીતેલો નહી હોવાથી આ રેસમાં તેના માઉન્ટવાળા ઘોડા 'દાઉદ બેગ' ઉપર લોકોનો દરોડો અસાધારણ હતો. તે અરબ ઘોડાઓની રેસ હતી તેથી અરબ ઘોડાઓની જાતમાં રસ લેનારા લોકો, પોતાની ધારણા આબાદ પાર પડશે એમજ માનતા હતા

આખરે લોકોની આતુરતા વચ્ચે રેસ સ્ટાર્ટ થઇ ટીકીટ બારી પાસેનો બેલ વાગતા, લોકોનો ધસારો રેલીંગ તરફ થયો, લોકોની આ દોડાદોડીથી એક ચેવડાવાળા ભૈયાનો આખો થાળ, કોઇની કારમી ઠોકર વાગતાં ઉથલી પડયો. કમનસીબ ભૈયાના! વકરાના પૈસા પણ થાળમાં રાખેલ હોવાથી, તે પણ માલની સાથે જમીન-પર પથરાયા લોકોને શું પડી હોય? તેઓ તો ભૈયાનો આ થએલ 'ટેબ્લો' રેલીંગ પાસે ઉભા રહીને નીહાળતા હતા. કદાચ આ બનાવથી જીતેલાઓ હસ્યા હશે, પરંતુ હારેલાઓનું હાસ્ય તો હવામાંજ ઉડી ગયું હતું.

દોડતા ઘોડાઓ 'એન્ડ' સુધી આવી પહોંચ્યા, તે સાથે લોકોના કલેજા પણ ઉંચા ચડી ગયા; પોતાનોજ ઘોડો આગળ દોડે છે, એવુંજ જોતા, કેટલાક લોકો બુમ મારી, મારીને અવાજ બેસી ગયો હોવા છતાં, ઘોઘરા અવાજે પણ ઘોડાના નામની બુમ મારવા લાગ્યા

એક બીજાની હરીફાઈ કરતા ઘોડાઓ. વીનીંગ પોસ્ટ પાસે લગભગ આવી પહોચ્યાં, લોકોનો મ્હોટો ભાગ પોતે રમેલા ઘોડા આગળની હારમાં નહી દેખાવાથી હેબતાઇ ગયો. 'અરબ પ્રીન્સ' નામના ઘોડા ઉપર સવારી કરીને, મીંયાભાઈઓના માનવંતા જોકી 'ખલીલ' દાદા આ રેસ સહેલાઇથી જીતી ગયા ફેવરીટ ઘોડાઓ નીષ્ફળ જવાથી લોકોના મ્હોટા ભાગનો ડઓ ગુલ થયો. જીતેલા ઘોડા ઉપરની લગાવટ ઓછી થઈ હોવાથી, મ્હોટી રકમના ફાળાની

વહેંચણી થઇ, પરંતુ એ રકમ હારેલા સજ્જનોને તો એક તીર સમાનજ હતી. "રેસ અપસેટ થઈ" બેડ લક મેં ધાર્યુ હતું કે પુલુક ઘોડો જીતશે. "વીગેરે ફકરાઓ મુખમાંથી કાઢતા કેટલાક લોકો એરંડીયું પીધેલા જેવું મોઢું કરી આમ તેમ "દીવાનાની પેઠે ફરવા લાગ્યા"

ઉપરના બનાવથી મેં ધાર્યું કે હવે પછીની છેલ્લી રેસ. સારી રકમ જીતેલા જુજ લોકો સીવાય કોઇ રમશે નહીં, કારણ કે ચારે તરફ આ વખતે 'હારી ગયા. સોનું થઈ ગયું ત્રણસો પાંચસો કે હજાર પુરા થયા" એવા મ્હોકાણ સુચક શબ્દોજ સંભળાતા હતા પરંતુ એ સર્વ દેખાવ માત્ર છેલ્લી રેસ દોડવાનો વખત થાય ત્યાં સુધીજ હતો.

છેવટે આઠમી રેસ દોડવાનો સમય થયો, એ લોકોના ભાગ્ય ચક્રનો છેલ્લો આંટો હતો બુઝાતો દીપક એક વખત તેજસ્વી બને, એમ લોકો જે ખીસામાં હોય તે છેલ્લા દાવમાં મુકવા ઉભા થયા જીતેલા લોકો વધુ જીતવા, થોડી મુડીવાળા એકના ડબલ કરવા જે કાંઈ ખીસામા હોય તે લગાડવા લાગ્યા. જ્યારે હારેલા લોકોએ ઉછીના પાછીના અથવા ચીજ ઉપર પૈસા લઈ, ગએલું નાણું પાછું મેળવવાની આશાએ સારી લગાવટ કરી, આ અસાધારણ લગાવટથી 'ટોટ' માં જુદા જુદા ઘોડાઓની ખપતી ટીકીટોની સંખ્યામાં ઝડપથી વધારો થતો સ્પષ્ટ જણાતો હતો.

છેલ્લી રેસ દોડવાને હવે માત્ર એક મીનીટની વાર હતી. રેલીંગ પાસે તેમજ બેઠક ઉપર ઉભેલા દરેકનું ધ્યાન સ્ટાર્ટીંગ ગેઇટ ઉપરજ લાગેલું હતું, તે વખતે ત્યાં ઉભેલા એક વ્હોરા ગૃહસ્થને નંબર ૯ ના ઘોડા ઉપર એકાદ ટીકીટ અજમાવવાની સલાહ મળી. તે ઘોડો વધારે રમાણો નહિ હોવાથી, મ્હોટો ફાળો નીકળશે એ લોભે કંઇ પણ વાત કર્યા વગર, હાથમાં પંચનો કટકો કાઢી તેણે ટીકીટ બારી તરફ દોટ મુકી.

દુરથીજ ટીકીટ બારી ઉઘાડી જોતાં, જલ્દીથી ખરીદી લેવા, વ્હોરાજીએ વેગમાં વધારો કર્યો અને "નંબર નવ-નંબર નવ" એવી બુમ, ટીકીટ માસ્તરને દુરથી સુચના દેવા, પાડવા માંડી; દુરથી જ નંબર પોકારતા, દોડી આવતા વ્હોરાજીને જોવા દરેક ટીકીટ માસ્તરોએ પોતાનું ડોકું, બારી પાસે ધર્યું. કેટલાક માસ્તરો તો ખડખડાટ હસવા પણ માંડ્યા, અને તે પછીના એક કરૂણ હાસ્યરસીક બનાવે તો સૌને હસવાની ફરજ પડી.

બનાવ એમ બન્યો કે ટીકીટ ખરીદવાને દોડી આવતા વ્હોરાજી હજુ ટીકીટ ઓફીસથી દસેક ફીટના અંતર સુધી આવ્યા હશે, ત્યાં તો, ત્યાં આગળ પડેલી એક કેળાની છાલ પગ નીચે કચરાતા તેઓ જમીન ઉપર ચીત્તાપાટ પટકાઈ પડ્યા, તેજ પળે રેસ સ્ટાર્ટ થઇ, ટીકીટ બારીઓના બારણા ધડોધડ બંધ થયા, છતાં જમીન ઉપરથી ઉભા નહી થઈ શકવાથી, વ્હોરાજી સાહેબે પડયા પડયાજ "નંબર નવ-નંબર નવ"ની બુમો હીંમતથી ચાલુ રાખી.

ખેલાડીઓ બધા તે વખતે રેલીંગ પાસે ઘોડા જોવામાં લીન થઈ ગયા હતા માત્ર ત્રણ પારસી માસ્તરો તેમજ હોટલવાળા છોકરાઓ, વ્હોરાજીનો આ દેખાવ જોઇ, દુર ઉભા ઉભા હસી રહ્યા હતા. એવામાં ત્યાંથી પસાર થતા એક એંગ્લો ઇન્ડીઅન સાહેબની નજરે આ દેખાવ પડ્યો, તેણે જરા પણ હસ્યા પેહેલા તરતજ હાથમાંનો કેમેરા, બરાબર પકડી વ્હોરાજીનો ફોટો લેવા તૈયારી કરી

ગમે તેમ તોપણ તે વ્હોરાજી મ્હારા એક ઇસ્લામી ભાઇ હતા. તેનો પવિત્ર અને ખાસ ફોટો પરધર્મીઓના હાથમાં જાય અથવા તો કોઇ છાપામાં છપાય, એ એમને એકલાને નહીં પરંતુ મને, અરે આખી ઇસ્લામી આલમને શરમ જેવું હતું. તેથી પહેલાં તો હું તરતજ તે એગ્લો ઇન્ડીઅન ગૃહસ્થ પાસે દોડી ગયો અને કેમેરાના મુખની આડો હાથ રાખીને અર્ધ ઉર્દુ તેમજ ઈંગ્રેજી મીશ્રીત ભાષામાં, હું રૂઆબમાંજ બોલ્યો.

"સ્ટોપ કરો સર ?" મેં કહ્યું. "યે પોઝકા કોપી રાઇટ રીજવર્ડ હે ?"

"કેમરા છોરો મેન! હમ નહીં લેટા." સાહેબે ખાત્રી આપતાં કહ્યું. હું કેમેરા છોડી બ્હોરાજી તરફ ગયો, અને વડીલ તરીકેનું માન આપી, બે હાથે ઉભા કર્યા, ઓચીંતા પટકાવાથી સખ્ત રીતે તેને લાગેલું હતું, છતાં બીજું કંઇ પણ બોલ્યા સીવાય, તેણે મારા હાથમાં રૂપીઆ પાંચની નોટ મુકી, નંબર નવની ટીકીટ ખરીદવા કહ્યું. ટીકીટ ઓફીસ બંધ થઇ જવાની તેમજ ઘોડાઓ છુટી ગયા હોવાની મેં તેને ખબર આપી કમનશીબે ટીકીટ ખરીદ્યા પહેલાં પટકાઇ પડવા માટે દીલગીરી દર્શાવી. પછી હું તેને રેલીંગ પાસેથી પસાર થતા ઘોડા જોવા હાથ પકડી લઇ ગયો.

"છુતી પરો, બેતીનો બાપ હાથથી છુતી પરો." ચાલતા ચાલતા તેણે કહ્યું.

"શું છુટી પડયો ?" સમજી નહિ શકવાથી મેં પુછયું.

"નંબર નવ, બીરાડર નંબર નવ"

"ગભરાઓ નહીં શેઠ ? ખુદાનો સુકર કરો, કે પાંચ રૂપીઆ બચ્યા........."

"શું સુકર કરે કપાલ ?" તે વચમાંજ બોલી ઉઠયો. તીપ તો ફજરની મીલેલી પન હુંએ ના રમો તે નાજ રમો.

બ્હોરાજી સાહેબને હું કંઇ જવાબ આપું, અથવા તે કંઇ બોલે તે પહેલાં તો ઘોડાઓ વીનીંગ પોસ્ટ પસાર કરી ગયા લોકોમાં પોકાર પડયો કે 'નંબર નવ વીન"

બસ થઈ ચુકયું, એ શબ્દો નંબર નવને માટે ઝુરતા બ્હોરાજીને બેહોશ કરવાને પુરતા હતા તેની આંખો બંધ થઇ ગઇ, તે બેહોસીમાં જમીન ઉપરજ તુટી પડત, પરંતુ મેં તેને બન્ને હાથે મજબુત પકડી રાખ્યા હતા, એટલીવારમાં બે ચાર બ્હોરા-

ઓનું મારી તરફ ધ્યાન ગયું. તેઓ "આપશ્રવાલો પરો, આપરાવાલો" એમ બુમો મારતા મારી મદદે દોડી આવ્યા હું તરતજ હોશમાં લાવવાનું કામ તેઓને સોંપી બીજી તરફ ચાલતો થયો.

આ છેલ્લી રેસમાં પણ ફેવરીટ ઘોડાઓએ હાર ખાધી હોવાથી, લોકોને સખ્ત ફટકો પડયો ખીસા સાફ થઈ જવાથી, કેટલાકની આંખે અંધારાં આવવા લાગ્યાં. કેટલાકના પગ ધ્રુજતા હોવાથી રેલીંગ છોડી આગળ ડગલું ભરવાને અશક્ત થઇ ગયા કેટલાકે ધુનમાં ને ધુનમાં હજુ રેસ હશે એમ ધારી પાછા બેઠક ઉપર બેસી ગયા.

હું બહાર ફાળો જોવાના બોર્ડ પાસે આવ્યો. શું ફાળો નીકળ્યો છે એ જોવા માત્ર જુજ લોકોજ એકઠા થયા હતા કારણ કે આ વખતે લોકો બે ચાર આના ચા પાણીના બચ્યા છે કે નહીં તે જોવા પોતાના ખીસાની જડતી લઇ રહ્યા હતા.

જીતેલા લોકો તો કયારના કોર્સ છોડી ચાલ્યા ગયા હતા. હારેલા લોકોનો મ્હોટો ભાગ હજી ત્યાંજ હતો, કેટલાકો આપસ આપસમાં દીલાસો દેતા હતા, કેટલાકો પોતાના હારેલા મિત્રોનો હાથ પકડી કોર્સની બહાર લઈ જતા હતા જ્યારે કેટલાકોએ પોતાનીજ હીમતથી લથડીઆ ખાતાં સ્ટેશન તરફ જવાને ચાલવા માંડયું.

કેટલાકો પોતાના નશીબનો દોષ કાઢતા, જ્યારે કોઇ 'ટીપ' નો જોકીનો કે ઘોડાનો પણ વાંક કાઢવાને આ વખતે ચુકતા નહીં. એક સુરતી વાણીઆએ તો છેલ્લી રેસ જીતેલા નવ નંબરના ઘોડા વીશે બાંકડા ઉપર ઉભા થઇ નીચે મુજબનું ટુંક ભાષણ કર્યું.

"ભાઇઓ હું સુરતની સાર્વજનીક સ્કુલનો મેતાજી છું, આજની રેસ રમવા માટે હું મારો આખો પગાર લઇને સુરતથી મુંબઇ અને ત્યાંથી પુને આવ્યો હતો, સાત સાત રેસમાં મારા

ધારેલા ઘોડાઓ જીતવાથી, મને સારી રકમ મળી, પરંતુ અપ્‌સોસ લોભ મનુષ્યને કેમ છોડે? મિત્રોની મના હોવા છતાં મેં એ બધી રકમ છેલ્લી રેસના નંબર સાત અને દસ નંબરના ઘોડા ઉપર લગાડી દીધી, કમનશીબે એ બે નંબર વચ્ચેથી નીકળી નંબર નવનો ઘોડો રેસ જીતી ગયો. અને લોકો, એ સખ્ત અને છેલ્લી હારથી ખરેખર એ નવ નંબરના નામ પ્રમાણે ઉંધાજ થઇ ગયા. એ ઘોડાનું નામ 'ટોપ્સી ટરવી' એટલે તેનો ગુજરાતી અર્થ 'માથું નીચું અને પગ ઉંચા' એમ થાય છે. તે માટે લોકોના મ્હોટા ભાગનું એમજ થયું. એટલું બોલી તેણે, શ્રોતાજનો ઉપર ભાષણની અસર થઈ છે કે નહીં તે જોવા ઉંચું જોયું. લોકો બધા કોર્સ છોડી બહાર ચાલ્યા ગયા હતા માત્ર હું અને બે ચાર બીજાઓ આ કવખતનું ભાષણ સાંભળવાને ઉભા હતા. જાહેર સભામાં અમારા ચાર પાંચ જણની હાજરી જોવાથી અજાયબ થઈ એ સુરતી ગૃહસ્થ વ્યાસ પીઠ ઉપરથી હેઠે ઉતરી ગયા. અને મુંગે મોહડે દરવાજા તરફ ચાલતી પકડી.

"સાલો વાનીઓ કેથે પીધેલો લાગેચ" તેની ચાલવાની રીત અને રંગ ઢંગ જોઇ, અમારામાંના એક પારસીએ મત દર્શાવ્યો. પછી અમો સૌ પણ હસ્તા હસ્તા દરવાજાની તરફ ગયા.

દરવાજાની બહાર લોકોનું ટોળું ઉભું હતું, તેમાંના કેટલાકો "ચાલોને પગ છુટા થશે, ચાલીને જઈએ" એમ આપસ આપસમાં વાતો કરતા ચાલતા થયા, પરંતુ ખરૂં જોતાં તો તેઓ પાસે પૈસાજ નહોતા.

થોડીવારે સ્ટેશને ઉતારૂઓનો એક ફેરો નાખીને મોટર બસ આવી પહોંચી, મોટરવાલા એક એક પેસેંજર દીઠ ચાર આના લેતા હતા. સ્ટેશનથી કોર્સ તરફ આવતી વખતે મોટર ઉપર વગર ભાવ પુછે લોકોનો મ્હોટો હરોડો પડયો હતો, તેવો આ વખતે ન હોતો. ચાર આનાનો ભાવ લોકોને આકરો પડતો હોય એમ

મને લાગ્યું, અને એ ખરૂં હતું, બસમાં પેસેંજરો જોઇએ તે પ્રમાણમાં નહીં ભરાવાથી, મોટરવાળાએ ભાવ ઘટાડી ત્રણ આના કર્યા. ચાર પાંચ મોટરો આ ફેરફારથી તરતજ ભરાઇ ગઈ, હું પણ બેસી ગયો. મોટરો રવાના થઈ. બે ચાર મોટર બસો હજુ ખાલીજ પડી હતી છતાં ત્યાં ઉભેલા લોકો. પેસેંજર દીઠ એક આનાનો ભાવ થવાની રાહ જોતા હોવાથી કોઇ બેસતું ન હતું.

સ્ટેશને પહોંચ્યા પછી ગાડીને હજુ ઘણી વાર હોવાથી, કંઇ જમી લેવા હું હોટલ તરફ ગયો. હોટલનું વાતાવરણ પણ શોક-જનક હતું, જે લોકો બપોરે "બીરયાની લાવ! કટલેશ લાવ" એવા ઓર્ડરો કરતા તે લોકો બીચારા દાળ–રોટી કે ચા સાથે બે પૈસાના ખારા બીસ્કીટ મંગાવી, નીચી મુંડીએ ખાઈ રહ્યા હતા, અલબત્ત કેટલાક પાંચ પૈસા જીતેલા સજ્જનો ઉંચો ખોરાકજ ઉડાવી રહ્યા હતા. પરંતુ એકંદરે લોકો હારેલા વધારે હોવાથી, ગલ્લા ઉપર બપોર જેવો રૂપીઆનો મારો ન હતો, તેથી હોટલનો માલીક પણ શોકમાં ડુબી ગયો હતો.

કેટલાકોને કમનશીબે ચાહ પીવાના પણ વાંધા હતા, તેઓ માત્ર મોહું લાલ કરવા માટે એક પૈસાનું પાન ખાઇ આમ તેમ આંટા મારી રહ્યા હતા

મારી પાસે તો મારા ખરા પરસેવાના (!) કબાટમાંથી લીધેલા રૂપીઆ વીસમાંથી બાર રૂપીઆ હજી બાકી હતા, એટલે ચાહને બીસ્કીટ ખાવા જેવું કંઇ હતુંજ નહીં, બાર રૂપીઆના જોરે લોકોને ધક્કા મારતો હું ઝડપથી હોટલમાં ઘુસ્યો, અને સારામાં સારો અને કીંમતી ખોરાકનો છોકરાને હુકમ કર્યો. મારા આ રૂઆબ ભર્યા હુકમથી, હોટલના છોકરાઓને તેમજ આજુબાજુ જમી રહેલા સજ્જનોને હું જરૂર આજે હજાર પંદરસો કમાયો છું એમ લાગ્યું સઘળાઓનું ધ્યાન મ્હારી તરફજ હતું, મેં કોઇની પણ પરવા કર્યા વગર હાથમાં છરી કાંટો લઇ રકેબીમાં ઝુકાવ્યું

જમી રહ્યા પછી, હોટલના છોકરાને આઠ આના ઇનામ આપ્યા, પૈસા હાથમાં લેતાં પહેલાં એ છોકરાએ મને મીલીટરી સલામ ભરી, સલામના જવાબમાં સહેજ ડોકુ ધુણાવી હું હોટલની બાહેર નીકળ્યો.

હોટલની બાહેર પાનની દુકાને હું પાન ખાવા થોભ્યો, જેવો હું પાન મોઢામાં મુકી બરાબર ગોઠવાયું છે કે નહીં, તે જોવા સ્હામેના આરસામાં જોતો હતો, તેવોજ મારા ખંભા ઉપર કોઈએ હાથ માર્યો, પાછળ ફરીને જોયું તો બીજો કોઇ નહીં, પરંતુ પ્રેસ કરવાની આશાએ પુને આવેલો મારો પારસી પત્રકાર મીત્ર માછલાખાઉ હતો.

"કેમ મીસ્ટર માછલાખાઉ, દીલગીર કેમ"? તેનો ઉદાસ ચહેરો જોઇ મેં પુછયું.

"ના પુછ, બાવા ના પુછ......"

"કેમ પ્રેસ કરવાના પૈસા ના લીધા?" મેં વચમાં ટકોર કરી.

"જોક કાંય કરેછ," તેણે આંખમાં આંસૂ લાવી મને વળગી પડતાં કહ્યું. "પ્રેસના લોભે રેસ ખેલીઓ, અને રૂપીઆ સોનું પાની કર્યું. અને છેવટે જમવાના પન વાંધા."

"શું જમવાના પણ પૈસા નથી?"

"એક પાઈ પન નથી, કયાંથી હોય? તલીયુ સાફ થતાં મેં તને કોર્સ પરજ શોધેલો, પન તારો પત્તો કાં લાગે? આ મારી કસ્તીના સોગંદ પર કહું છું કે કોર્સથી સ્ટેશન સુધી પણ કરકો હોવાથી ટાંતીઆ થોકતોજ આવેલો છું." તે બીચારાએ પોતાની આપવીતી વર્ણવી.

"તારી સ્થિતિ ખરેખર દયાજનક છે" મેં દીલાસો આપતાં આગળ ચલાવ્યું." "મેં તને પેહેલેથીજ કહ્યું હતું કે જીતવાની આશાએ જુગાર રમવો, એ હારી જવા માટેજ છે, લે આ રૂપીઆ પાંચ, સ્હામેની હોટલમાં નીરાંતે જમી લે."

"થેંકસ, મેની-મેની થેંકસ" તેણે જડપથી પાંચની નોટ હાથમાં લેતાં કહ્યું "કાલેજ તારી ઓફીસમાં મોકલી દેવશ."

"નેવર માઇન્ડ" મેં ઇંગ્લીશમાં ટુંકો જવાબ આપ્યો તે વધુ કાંઇ પણ નહીં બોલતાં હોટલમાં ઘુસ્યો. હું પ્લેટફોર્મ ઉપર આવ્યો ત્યાંનું વાતાવરણ પણ શોકજનક હતું કેટલાકો ગાડી ઉપડવાની હજી કલાકની વાર હતી છતાં, ખીસા ખાલી હોવાને લીધે, વીચારમાં ને વીચારમાં, ડબાની બેઠક ઉપર જો કે ચડી ગયા હતા, કેટલાક લોકો હારેલ રકમનો ખાડો કેમ પુરવો તે વીચારમાં તરફડીઆ મારી રહ્યા હતા.

કેટલાક જીતેલા સજ્જનો પોતે જીતેલા છે એમ બીજાને બતાવવા ઘડી ઘડી નોટો કાઢી એક ખીસામાંથી ગણીને બીજા ખીસામાં મુકવાનું કાર્ય કરી રહ્યા હતા એ દેખાવ હારેલાઓને માટે ઝહેર જેવો હતો, એમ કેટલાક હારેલાઓના નોટો જોઇ બગડતા મોઢાઓથી સ્પષ્ટ જણાતું હતું.

છેવટે ટ્રેને પુનાનું પ્લેટફોર્મ છોડયું, અને મુંબઇ તરફ આગળ વધી લોકો સખ્ત હારેલા હોવાથી એટલા બધા ફીકરમાં મસ્ત થઇ ગએલા હતા કે બાજુમાં કઈ જાતનો કોણ સખ્સ બેઠો છે તે પણ ઓળખવાનું ભાન નહોતું. એ વાતના પુરાવા તરીકે હું નીચેના બેજ દાખલા રજુ કરૂં છું.

એક વાત એમ બની કે, ફીકરમાં મસ્ત થએલા એક ખોજા ગૃહસ્થે, બીડી સળગાવવાથી બાજુમાં એક સફેદ કપડામાં સજ્જ થએલા 'દસ્તુરજી' જેવા પારસી ગૃહસ્થ પાસે દીવાસળીનું બોક્ષ માંગ્યું જ્યારે બીજી તરફ એક હીંદુએ એક બુજરગ વ્હોરા ગૃહસ્થને ભુલ ભુલમાં બીડી આપી. જો કે આ બન્નેની નિર્દોષ ભુલ હતી, છતાં દસ્તુરજીએ ખોજા ભાઇને તેમજ વ્હોરાજીએ એ હિંદુભાઇને બે ચાર ગણતરીની ગાળો સંભળાવી.

પુનાથી મુંબઇ આવતાં પણ મેં લગભગ ઘણા સદ્દગૃહસ્થોનો ઇન્ટરવ્યુ લીધો, તે બાબતની ખાસ ખાસ અને જાણવા જોગ હકીકતની નોંધ ટુંકમાં નીચે પ્રમાણે છે.

એક હિંદુ ગૃહસ્થે ઇન્ટરવ્યુ આપતા જણાવ્યું કે હું હારી ગએલો હોવાથી, કંઇ પણ અત્યારે કહી શકું એવી સ્થિતિમાં નથી, છતાં એટલું જરૂર કહીશ કે રેસ શ્રીમંતોને માટે છે, આપણા જેવા વચલા વર્ગ માટે નથી."

એક ખોજા ગૃહસ્થે દીલગીરી સાથે જણાવ્યું કે, "મારી કાંઇ પણ અંગત હકીકત છાપામાં છપાએલી જોવા હું ખુશી નથી"

"આપ હમણાં કંઈ ફીકરમાં છો? એ જણાવવાનો મેં આગ્રહ કરવાથી તેણે કહ્યું કે "આવતી કાલે પાકતી મુલતાનીની હુંડી કેવી રીતે ભરવી એજ ફીકરમાં છું."

હું છાપાનો રીપોર્ટર છું એમ એક પારસી ગ્રહસ્થને ખાત્રી થતા તેવણે કહ્યું કે–" જી. આઇ. પી રેલ્વેનાં કારોબારીઓને, તમારા છાપામાં લખાન કરી અરજ કરવી કે મેહરબાની કરી જેમ રીટર્ન ટીકીટ આપી પાછા આવવાના પૈસા પેહલેથી લેઓછ તેની સાથે બે રૂપીઆ બીજા પેસેન્જરો કનેથી ડીપોજીટ લેવા, જે રાત્રે ટ્રેન પાછી ફરે ત્યારે રીટર્ન કરવા; જેથી હારેલા લોકોને રાત્રે બાર વાગે ટાંતીઆ ઠોકતા માઇલવેર ઘેર જાવું ન પડે."

એક વ્હોરા ગૃહસ્થે લોકોની હમદર્દી દેખાડતા જણાવ્યું કે સરકાર તેમજ લાગતા વલગતા અધીકારીઓને અરજી કરી જનાવવું કે રેસની અંદર નોકરીઆત વરગને જતા અતકાવવા, ખુડાને ખાટર બંડોબસ્ટ કરવો, અને ખાટો પીટો પૈસાવાલો હોય એવું પરમાન આપે તેને જ જવા દેવા."

ઉપર પ્રમાણે કેટલાકના ઇન્ટરવ્યું લીધા ત્યાં તો ટ્રેન સુસવાટા કરતી બોરીબંદરના સ્ટેશન ઉપર આવી પહોંચી. લોકો જાણે આખો દીવસ લડીને સાંજે થાકીને તંબુમાં આવતા હોય

એવો દેખાવ લાગતો હતો. કેટલાકો ને "ઉતરો બોરીબંદર આવ્યું છે." એમ જ્યારે રેલ્વે પોર્ટરે ઉઠાડીને કહ્યું ત્યારે જ ઉતરવાની સમજણ પડી.

આસ્તે આસ્તે લોકો ગાડીમાં ટેકસી કે ચાલતા ઘર તરફ રવાના થયા. હું પણ એક ટેકસીમાં બેસી મારા ઘર તરફ ગયો.

મધરાતે મોટરનું કારમું ભુંગળુ મારા ઘર પાસે વગડયાથી મારી ફીકરમાંજ જાગી રહેલી મારી અલી સમજી ગઇ કે, "જરૂર એ...જ (અમારામાં નામ ના લેવાય) આવ્યા છે. બારણુ ખોલી તે બહાર આવી મોટરનું ભાડું ચુકવી અમો અંદર ગયા, તે આખી રાત અમે ઉજાગરો કર્યો તેનું કારણ એ કે મારા પત્રકાર માલીક પાસે રીપોર્ટ પહોંચે તે પેહલાં મારી અર્ધાંગનાને 'રેસના રંગ' કહી સંભળાવવાની મને ફરજ પડી.

× × ×

બીજે દીવસે ઉજાગરાને લીધે તેમજ રેસમાં બીજાઓને થએલા આઘાતોને લીધે મને તાવ આવી ગયો, આ મારી માંદગી આઠ દીવસ ચાલી. નવમે દીવસે જરા વળતા પાણી થવાથી, રીપોર્ટ તૈયાર કરી હું મારા પત્રકાર માલીક પાસે ગયો, વખત સર રીપોર્ટ નહી પહોંચાડવાથી તેણે મારા રીપોર્ટનો અસ્વીકાર કરી, નોકરી ઉપરથી નાળીએર આપ્યું.

ઉપરના સંજોગોમાં આ રીપોર્ટ, જાહેર આલમની જાણ માટે પ્રખ્યાત અઠવાડીક 'વીસમી સદી' માં રજુ કર્યો, જે પછી આજે આ ન્હાની પુસ્તકદ્વારા રેસના શોખીનોને અર્પણ કરૂં છું. અસ્તુ.



મુસાફર હાજી સુલેમાન શાહ મહમદ કૃત—

# ઉત્તર ધ્રુવથી ખારટુમ

## બધા પત્રકારોએ તેને માટે ઉત્તમ મત આપેલ છે

### તેમાંનું એક 'સાહિત્ય' શું લખે છે તે વાંચો:—

Q આ પુસ્તકને અમે ચાલુ સાલનું સૌથી મહત્ત્વનું ગ
છીએ +++ પ્રવાસ વર્ણન મુકકું નથી ૬૦-૭૦ 
શણગારીને તેને જીવતું બોલતું કર્યું છે. એટલુંજ નહિ, પણ
હરહંમેશ પ્રવાસ દરમ્યાન પોતાના મુસ્લિમ ભાઈઓ
સ્થિતિમાં વસે છે તેની નોંધ કરી છે. તેથી આગળ જઈ
કેવી સ્થિતિમાં રહે છે, તેમની વચ્ચે કેવો સંબંધ છે, તે
આમ સ્વદેશપ્રેમી હિંદીની દ્રષ્ટિએ એમણે આ વર્ણન
એથી અજાયબી તો એટલા માટે આપણને ઉપજે છે,
સ્થળની મુખ્ય ખામીઓ ત્યાં વસનારના રીતરિવાજો,
ખાસીઅતો એ બધુ એટલું સવિસ્તર, એવું
માણસાઈથી બતાવ્યું છે, કે આ પ્રવાસનું વર્ણન
કાવ્ય નવલકથા અને સિનેમા એ પાંચેનું એક
આપણી સ્હામે ધરી રહે છે. એની અસર
થવાની; એજ પુસ્તકની સફળતા.

---

આ પુસ્તક 'સાઈઝમાં' મોટું અને દળદાર હોવાથી
તેની ઉપરથી સમજી શકાશે કે પુસ્તક કેવું હો
વદો થાય તે માટે હાથોહાથ મોકલવાની
કાર્ડ લખેથી અને બે આના કામના

---

આજેજ લખો:—

મંત્રી:—ચિત્રમય

પોસ્ટ બોકસ નં

" કોણ કહેશે કે, ગુજરાતને
વીસમી સદીનો રંગ નથી લાગ્યો ?"

* * *

તમને " રેસના રંગ " લાગ્યા હોય—
આ પુસ્તકથી તમે સંતોષ પામ્યા હો,
તો આજેજ

મી સદી'ના ગ્રાહક થઇ જાવ

કારણ

. પ્રાસંગિક રસભરી વાર્તાઓ, બુદ્ધિબળની
ઠક્કુર નારાયણ વિસનજીની અદ્ભુત ચાલુ
ના ' મસ્તવઝીર'ની અવનવી વાનગીઓ
વીસમી સદીમાં તમને

ર ચાખવા મળશે.

દ માટે રૂા. ૭ અને પરદેશ માટે
) નો દિવાળી અંક અને રૂા. ૫)નું
'ક લાભમાં મળે છે.

ના ૬ પૈસા.

થી બહોળો ફેલાવો પામેલું, ગુજ-
રેશ્વરનું માનીતું—નવા જમાનાનું
અગ્રગણ્ય સાપ્તાહીક.

' અમોલું સાધન

'ય, ૧૬, ટેમરીન્ડ લેન,
કોટ, મુંબઇ, ૧.